## પૂરક વાચન

# 1. શેરીએ આવે સાદ



**રાજેન્દ્ર શાહ**

**જન્મ : 28-1-1913, અવસાન : 02-01-2010**

કવિ રાજેન્દ્ર શાહનો જન્મ ખેડા જિલ્લાના કપડવંજમાં થયો હતો. 'આંબે આવ્યા મોર', 'રૂમઝૂમ' અને 'મોરપીંછ' એ તેમના બાળકાવ્યોના સંગ્રહો છે. તેઓ જ્ઞાનપીઠ પુરસ્કારથી સન્માનિત થયા છે.

આ કાવ્યમાં બાળકમાં રહેલાં કુતૂહલ અને સાહસના ભાવો નિરૂપાયા છે. બાળકો દરેક ઋતુનો, કુદરતમાં થતા ફેરફારોનો કેવો તો રોમાંચ અનુભવે છે ને ઉમળકાથી એનું સ્વાગત કરે છે તેની વાત આ ગીતમાં આલેખાઈ છે. ઉપરાંત, વડીલો એમની ટેવ મુજબ સૂચનાઓ આપે તે માટે નહીં, પણ મુક્તમને રમવા મળે, તે માટે બધાંથી દૂર આંબાવાડીએ જવા ઇચ્છે છે.



કુંજમાં કોયલ બોલતી એનો શેરીએ આવે સાદ,
હાલ્યને આંબાવાડીએ, હજી પોરની તાજી યાદ.
પાંદડુંયે નહિ પેખીએ એવો
ઝૂલતો એનો મૉર.
કોઈને મોટા મરવા અને
કોઈને છે અંકોર,
ડોલતી ડાળે ઘૂમીએ આપણ ગજવી ઘેરો નાદ,
કુંજમાં કોયલ બોલતી એનો શેરીએ આવે સાદ.
ઘરનું નાનું આંગણું,
ગમે મોકળું મોટું વન :
કોઈનોયે રંજાડ નહિ ને
ખેલવા મળે દન.
હાલિયે ભેરુ, કાયર જે કોઈ હોય તે રહે બાદ;
કુંજમાં કોયલ બોલતી એનો શેરીએ આવે સાદ.

('મોરપીંછ' માંથી)

**• ટિપ્પણ**

**કુંજ** ઝાડ અથવા વેલાનાં પાંદડાંથી થયેલી ઘટા **પોર** ગયા વર્ષે **પેખવું** જોવું **મૉર** (અહીં) આંબાનાં ફૂલ-મંજરી **મરવો** નાની કેરી **અંકોર (અંકુર)** ફણગો **ઘેરો નાદ** (અહીં) વધારે તીવ્રતાવાળો અવાજ **મોકળું** ખુલ્લું, જગાની છૂટવાળું **રંજાડ** કનડગત **કાયર** ડરપોક **દન** દિવસ

# 2. કાબુલી



**રવીન્દ્રનાથ ટાગોર**

**જન્મ : 1861, અવસાન : 1941**

રવીન્દ્રનાથ ટાગોરનો જન્મ કોલકાતામાં થયો હતો. એમના પિતાનું નામ દેવેન્દ્રનાથ અને માતાનું નામ શારદાદેવી. 'કાબુલીવાલા', 'પોસ્ટમાસ્ટર' એ એમની જાણીતી વાર્તાઓ છે. આપણા રાષ્ટ્રગીત 'જનગણમન'ની રચના તેમણે કરી છે. ગુરુદેવ ટાગોરને સાહિત્યનું 'નોબેલ પારિતોષિક' પ્રાપ્ત થયું હતું.



**અનુવાદક : મહાદેવભાઈ દેસાઈ**

**જન્મ : 1-1-1892, અવસાન : 15-8-1942**

મહાદેવભાઈ હરિભાઈ દેસાઈનો જન્મ સુરત જિલ્લાના સરસ ગામમાં થયો હતો. તેઓ ગાંધીજીના જમણા હાથ સમાન હતા. 'અંત્યજ સાધુ નંદ', 'ઈબ્રાહીમચાચા', 'સંત ફ્રાંસિસ' એ તેમની નોંધપાત્ર કૃતિઓ છે. રવીન્દ્રનાથ ટાગોરે બંગાળી ભાષામાં લખેલી વાર્તા 'કાબુલીવાલા'નો મહાદેવભાઈ દેસાઈએ ગુજરાતીમાં અનુવાદ કર્યો છે, તે અહીં આપ્યો છે.

વતનથી દૂર રહીને સૂકોમેવો વેચતા કાબુલીને મીનીમાં પોતાની દીકરી દેખાય છે. શરૂમાં મીનીનાં મા-બાપ કાબુલીને શંકાથી જુએ છે. પરંતુ એના હૃદયનો ભાવ ઓળખાતાં તે બંને લાગણીસભર થઈ જાય છે

**(1)**

મીનીના બાપ મોટા પંડિત હતા. મીની એટલે બિલાડી નહિ, પણ એક છોકરીનું નામ. તે છોકરીની આંખ માંજરી હતી, એટલે તેની ફોઈએ તેનું નામ મીની પાડ્યું હતું.

મીનીના બાપ મોટા પંડિત હોવાથી મોટાં-મોટાં પોથાં ઉથામે, મોટાં-મોટાં થોથાં લખે, આખો દહાડો એમાંથી પરવાર જ ન મળે ! સાંજ થાય અને મીની એની બાને કહે : 'બા, એક વાર્તા કહે.'

મીનીનાં બા કહે, 'જાને તારા બાપની પાસે, એ કહેશે.'

મીની એના બાપની પાસે જઈને કહે, 'બાપા, તમે આખો દિવસ શું લખો છો ? વાર્તા લખો છો ? આપણા હજામને સારી વાર્તા આવડે છે. કહોની બાપા, મને સૂપડા જેવડા કાનવાળા રાજાની વાત.'

બાપા કહે, 'મીની, હું લખતો હોઉં ત્યારે મને સતાવવો નહિ.'

'વારુ ત્યારે, બાપા, કહોની સિંહ જબરો કે ઉંદર ? તમે નહિ કહો તો હું તમને એક વાર્તા કહું ?'

બાપા કહે, 'ભાઈસા'બ, મીની, તું ચૂપ નહિ રહે ?'

મીની કહે, 'ત્યારે તો સાચે જ બાપા, બા કહેતી હતી તે ખરું કે ? તમને ચોપડી લખતાં આવડે છે, પણ વાર્તા કહેતાં નથી આવડતી !'

ઓરડામાંથી મીનીની બા આ મજેદાર સંવાદ સાંભળતી હતી, તે હસતાં હસતાં કહે, 'લો, લેતા જાઓ ! પંડિત કહેવાઓ છો, પણ તમારી કિંમત તમારી દીકરી આગળ કેટલી છે !'

મીની તુરત બાપને પૂછે, 'બાપા, બાની કિંમત કેટલી ? પેલો કાબુલી આવે છે તે કહે છે : 'શાલ કી કિંમત બીસ રૂપિયા, બાદામ કી કિંમત એક રૂપિયા.'

**(2)**

એક દિવસ મીનીના બાપ, પોથીમાંથી ડોકું કાઢી, બારી આગળ જઈને જુએ છે, તો મીની પેલા કાબુલીના ખોળામાં બેઠી બેઠી તેની દાઢી ખેંચતી હતી અને બંને વાતો કરતાં હતાં. મીની કહે : 'હેં કાબુલી, તારી દાઢીના વાળ ધોળા અને મારા વાળ કાળા કેમ ?'



કાબુલી કહે, 'મીની, મૈં બુઢ્ઢા હો ગયા, ઔર તુમ બચ્ચી છે.'

મીની કાબુલીનું ગુજરાતી સાંભળી ખડખડ હસે અને કહે, 'પણ કાબુલી, તારા થોડા વાળ ધોળા કેમ અને થોડા વાળ કાળા કેમ ? તું થોડો બુઢ્ઢા અને થોડો બચ્ચા છે ?'

બંને ખડખડાટ હસે છે. કાબુલી મીનીને એક હાથમાં ઉપાડે છે, બાથમાં લે છે, અને મીનીના ખીસામાં બદામપિસ્તા ભરે છે.

બીજે દિવસે મીનીને બાપે બોલાવી, 'મીની, બેટા આમ આવ; આજે તને વાર્તા કહું.'

મીની કહે, 'ના બાપા, કાબુલી વાર્તા કહે છે તેવી તમને નહિ આવડે. મારે તમારી વાર્તા નથી સાંભળવી.' બાપા ચૂપ રહ્યા.

વળી એક દિવસ કાબુલી આવ્યો હતો, અને મીની ને કાબુલી વાતો કરતાં હતાં. હવે કાબુલીને ગુજરાતી આવડી ગયું હતું. મીની કાબુલીને પૂછે : 'કાબુલી, કાબુલી, તારા દેશમાં માણસ ઊંટ જેવાં હોય છે ?'

કાબુલી કહે, 'ના ના. મારા દેશમાં બચ્ચાં બિલ્લી જેવાં હોય છે.'

મીની કહે, 'એટલે ઊંટનાં બચ્ચાં બિલ્લી જેવાં હોય છે ?'

કાબુલી હસે અને પૂછે : 'મીની, તને કોણે કહ્યું કે, અમારા દેશમાં માણસ ઊંટ જેવાં હોય છે ?'

મીની કહે : 'કાલે અમારા ઘર આગળથી ઊંટ જતું હતું. તેની બંને બાજુએ કોથળા હતા. તેવા જ કોથળા તારી ખાંધે છે.'

કાબુલી આ સાંભળી હસી પડ્યો, અને મીનીને કહે, 'અમારા દેશમાં તો માણસો ઊંટને ખાંધે લઈને ચાલે એવા હોય છે !'

વળી મીની ખડખડાટ હસે અને કાબુલીની દાઢી ખેંચે. કાબુલીયે મીનીની સાથે ગમ્મત કરે. મીનીને એ પૂછે, 'મીની, તું સાસરે ક્યારે જઈશ ?'

મીનીના મનમાં કે, સાસરું નામનું કોઈ ગામ હશે. એટલે મીની પૂછે, 'હેં કાબુલી, સાસરામાં તારા દેશની જેમ દ્રાક્ષના વેલા હોય ખરા ? તો તો તેની ઉપરથી આપણે ધરાઈ ધરાઈને દ્રાક્ષ ખાઈએ. સાસરામાં તારા દેશના જેવા પહાડ હોય ખરા ? તો તો તેની ઉપરથી બરફ જેવું ઠંડું પાણી ખળ ખળ ખળ ખળ વહી જતું હોય અને આપણે ધરાઈ ધરાઈને પીએ !'

કાબુલી કહે, 'ના, મેં તને મારા દેશની વાત કહી છે તેવો એ દેશ નથી. ત્યાં તો સવારસાંજ ચક્કી પીસના પડે, અને પાની નિકાલના પડે, અને સાંજે જાડી મોટી રોટી મલે.'

મીની કહે, 'એવે સાસરે કોણ જાય ? તું જઈશ કાબુલી ?'

મીનીના બાપને હવે લાગતું હતું કે, મીની હાથમાંથી ગઈ; મીનીની માને લાગતું હતું કે, આ કાબુલી એક દિવસ છોકરીને ઉપાડી જશે. પણ કાબુલીની સાથે છોકરીને ખૂબ ગમ્મત આવે, તે માબાપ બંનેને ગમે; એટલે કાબુલી આવે ત્યારે તેની ઉપર નજર રાખે, પણ તેને આવવાની ના કદી ન કહે.

પણ મીનીને કાબુલી લઈ જાય, તે પહેલાં એક દિવસ તેના ઘર પાસેથી સિપાઈ કાબુલીને લઈ જતા હતા ! મીનીએ તે જોઈને બૂમ પાડી : ‘કાબુલી, કાબુલી, આવ, આવ.’ કાબુલીએ હસીને હાથ ઊંચા કરી હાથકડી બતાવી કહ્યું, ‘ના, મીની, હું તો સાસરે જાઉં છું !’

મીનીએ બાપાને પૂછ્યું ‘કાબુલીને સાસરે કેમ લઈ જાય છે ?’

મીનીના બાપે કહ્યું, ‘કાબુલીએ કોઈને છરી મારી, એટલે સિપાઈ એને પકડી જાય છે.’

મીની કહે, ‘ના, બાપા, કાબુલી કોઈને છરી મારે નહિ. સિપાઈ એને ક્યાં લઈ જશે ? ત્યાં એને સિપાઈ છરી મારશે ?’

બાપા કહે, ‘ના, છરી નહિ મારે; પણ ઘંટીએ દળાવશે, પાણી કઢાવશે, ખૂબ કામ કરાવશે અને જાડી રોટી ખાવા આપશે.’

મીની કહે, ‘હેં બાપા, એવું તો સાસરામાં હોય છે, એમ કાબુલી કહેતો હતો. એને સિપાઈ સાસરે લઈ ગયા ?’

મીનીના બાપા અને મા ખડખડ હસ્યાં : ‘ના, બહેન ના; એને કેદમાં લઈ ગયા, જેલમાં લઈ ગયા.’

એ વાતને સાત વરસ વહી ગયાં. મીનીનાં લગ્ન લેવાયાં હતાં. આંગણામાં મોટો માંડવો બંધાયો હતો. ચોકમાં મોટા સાથિયા પુરાયા હતા. ગામડામાંથી સારા ઢોલીઓ અને શરણાઈવાદક આવ્યા હતા. તેઓ મધુરી શરણાઈ વગાડી રહ્યા હતા. મીની ઘર છોડીને સાસરે જવાની હતી, એટલે તેના બાપના દિલમાં દુઃખ માતું ન હતું.

તેવામાં મેલાંઘેલાં કપડાંવાળો, ઊંચો પહાડ જેવો લાગતો, પણ ગાલ ઉપર અને કપાળ પર કરચલી પડેલો એક માણસ દરવાજો ઉઘાડી અંદર આવ્યો. મીનીના બાપ એને તરત તો ન ઓળખી શક્યા. પણ જરા ધારીને જોતાં જણાયું કે એ તો પેલો કાબુલી હતો. મીનીના બાપને થયું કે, આવે મંગળ દહાડે આ ખૂનીનું મોં ક્યાંથી જોયું ? પણ પેલાએ તો પૂછ્યું : ‘મીની ક્યાં છે ? મીનીના બાપે ઝટ જવાબ દીધો : ‘મીની અહીં નથી. તમે બીજી કોઈ વાર આવજો.’ આ સાંભળી કાબુલીનું મોં પડી ગયું. ઉદાસ થઈને તે બહાર નીકળ્યો. મીનીના બાપને આગલા દિવસો યાદ આવ્યા. કાબુલીને પાછો બોલાવવાનું તેને મન થયું. ત્યાં તો કાબુલી જ પાછો આવ્યો. ખીસામાંથી એક પડીકું કાઢ્યું. બદામપિસ્તા અને દ્રાક્ષ તે બિચારો કોઈ બીજા કાબુલી પાસેથી માગી લાવ્યો હતો. તેના મનમાં કે, મીની તો દસ વરસ ઉપર હતી એવડી જ હશે ! તેની આંખમાં પાણી આવ્યાં. તેણે કહ્યું, ‘વારુ સાહેબ, મીની ન હોય, તો મીનીને આટલાં બદામપિસ્તા અને દ્રાક્ષ તો આપજો.’

મીનીના બાપને દયા આવી. કાબુલી જેલમાંથી છૂટીને આવ્યો છે, એને બિચારાને પૈસાની જરૂર હશે એમ માનીને, પેલું પડીકું લઈ પૈસા આપવા કાઢ્યા. કાબુલીની આંખમાંથી આંસુની ધારા ચાલી. ઘડીક પછી શાંત થઈ તેણે કહ્યું : ‘માફ કરો, સાહેબ. પૈસા માટે હું નથી આવ્યો. દેશમાં તમારી મીની જેવી જ મનેય દીકરી છે. તમારી

દીકરીને જોઈને હું મારી દીકરીને જોતો હોઉં એમ હરખાઉં છું.' એમ કહીને પોતાના ચોરખીસામાંથી એક કરચલી પડેલો કાગળ કાઢ્યો ને જમીન ઉપર મૂકીને તેની ગડી ઉકેલી મીનીના બાપ આગળ ધર્યો.

કાગળ ઉપર કાબુલીની દીકરીના કુમળી આંગળીઓવાળા હાથની શાહીએ રંગીને પાડેલી છાપ હતી. મીનીનો બાપ આ જોઈ સડક થઈ ગયો. પોતે મોટો પંડિત હતો તે ભૂલી ગયો, મોટો પૈસાદાર મહેલમાં રહેનાર હતો તે ભૂલી ગયો અને તેના મનમાં થયું, 'આયે મારા જેવો બાપ છે !'

તરત મીનીને એના બાપે બોલાવી. પીઠી ચોળેલી, ઘરેણાં પહેરેલી, મોટી ઊંચી થયેલી મીનીને કાબુલીની આગળ કેમ લવાય ? ઘરમાંથી બૈરાંઓએ ના પાડી. પણ એના બાપ એને ખેંચી લઈ આવ્યા. તેમણે કહ્યું, 'મીની ઓળખે છે, તને કિસમિસ બદામ ખવડાવનાર કાબુલીને ? કાબુલીકાકાને પગે લાગ અને તેમના આશીર્વાદ મેળવ.'

કાબુલી તો આટલી મોટી મીનીને જોઈને આભો જ બની ગયો. હવે તેને એકાએક યાદ આવ્યું કે, 'પોતાની દીકરી પણ એટલી મોટી થઈ હશે. એના મનમાં અનેક લાગણી આવી અને ગઈ. જેમતેમ શાંત થઈ બોલ્યો : 'મીની, સાસરે જાય છે ? બેટા, સુખી થજે.'

મીની તો કશું બોલી જ શકી નહિ. દૂરથી પગે લાગીને ચાલી ગઈ. મીનીના બાપે કબાટમાંથી નોટો કાઢીને પેલા કાબુલીના ખીસામાં ઘાલીને કહ્યું, 'ભાઈ, તું આજે ભલે આવ્યો, આ પૈસા લે અને તારા ઘરભેગો થા. તારી મીનીયે તારી રાહ જોતી હશે. તેને મળીને આશીર્વાદ દેજે કે, મારી મીની સુખી થાય !'

### ● ટિપ્પણ

**માંજરું** ભૂરી કીકીવાળું **પંડિત** શાસ્ત્રમાં નિષ્ણાત, વિદ્વાન **વારુ** ઠીક, સારું **પરવાર** ફુરસદ, નવરાશ **સૂપડું** અનાજ ઝાટકવાનું સાધન **ખડખડાટ હસવું** મોટેથી હસવું **ચક્કી** ઘંટી **હાથકડી** હાથની બેડી; **ખૂની** હત્યારું, ખૂન કરનારું **પીઠી** લગ્નપ્રસંગે વરકન્યાને શરીરે ચોળવાનું પીળા રંગનું સુગંધી મિશ્રણ.

### ● રૂઢિપ્રયોગ

**દિલમાં દુઃખ થવું** ખૂબ દુઃખી થવું

**મોં પડી જવું** ઉદાસ થઈ જવું.

**સડક થઈ જવું** સ્તબ્ધ થઈ જવું

# 3. રૂપાળું મારું ગામડું

**જયંતીલાલ માલધારી**

**જન્મ : 1909, અવસાન : 1990**

જયંતીલાલ નાનજીભાઈ માલધારીનો જન્મ રાજકોટ જિલ્લાના શિવરાજગઢ ગામે થયો હતો. 'ધરતીના છોરું' અને 'ગ્રામસ્વરાજના પાયા' તેમનાં જાણીતાં પુસ્તકો છે. વરસો સુધી એમણે દૈનિકપત્રોમાં કટાર લેખન કર્યું હતું.

આ ભાવગીતમાં કવિએ રળિયામણા ગામડાની તસવીર આલેખી છે. સુખ અને દુઃખના પ્રસંગોએ આખું ગામ એકબીજાંને મદદ કરે છે. ગામનાં સૌ એકમેકમાં ગૂંથાયેલાં છે. આવા ભાવસભર સહકારની વાત આ ગીતમાં છે.

ગાજે છે ગીત જ્યાં હેતનાં રે,<br>
રંગભર્યું નાનું રૂપાળું મારું ગામડું.<br>
નદીયુંનાં ધીમાં મીઠાં નીર રે...<br>
રંગભર્યું નાનું રૂપાળું મારું ગામડું.<br>
સુખમાં સુખિયા સૌ સાથમાં રે,<br>
રંગભર્યું નાનું રૂપાળું મારું ગામડું.<br>
દુઃખમાં ભેળું છે આખું ગામ રે...<br>
રંગભર્યું નાનું રૂપાળું મારું ગામડું.<br>
ધરતી ખેડે છે સૌ સાથમાં રે,<br>
રંગભર્યું નાનું રૂપાળું મારું ગામડું.<br>
ધંધા વિનાનું નથી કોઈ રે...



રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
ઘેર-ઘેર ઘંટીઓ ગાજતી રે,
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
રેંટિયાનો મીઠો રણકાર રે...
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
ખટક ખટુકે સાળ સામટી રે,
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
ઊંચાનીચાના નથી ભેદ રે...
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
કામધેનુ સમાણી ગાવડી રે,
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
ધીંગી ધૂરાના ધરનાર રે...

રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
અંતરપ્રકાશ સૌની આંખમાં રે,
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
ધરતી ધ્રૂજે છે જેને પાય રે...
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
સામું જુએ ત્યાં હેત નીતરે રે,
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
આંખડીએ અમી છલકાય રે...
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
સંત વિનોબાની વાણી એ રે,
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.
ગાંધીબાપુનો જયજયકાર રે...
રંગ ભર્યું નાનું રૂપાળું મારું ગામડું.

**• ટિપ્પણ**

**ધંધો** રોજી **રેંટિયો** સૂતર કાંતવાનું સાધન **સાળ** કાપડ વણવાનું ઓજાર **કામધેનુ** મનોકામના પૂરી કરનારી એક કલ્પિત ગાય **અંતરપ્રકાશ** મનનું તેજ **અમી છલકાવું** હેત ઊભરાવું.

# 4. સાચી વિદ્યા

આપણા વેદ-ઉપનિષદ જેવા સાહિત્યમાં સાચી વિદ્યા કોને કહેવાય, સાચું જ્ઞાન કયું તેની પાયાની વાતો સમજાવતી અનેક સુંદર કથાઓ છે. પ્રસ્તુત કથા પણ વારુણિના ઉદાહરણથી સાચું જ્ઞાન, સાચો યજ્ઞ કોને કહેવાય, તે બાબત સુંદર રીતે રજૂ કરે છે. સાચી વિદ્યા—સાચું જ્ઞાન જીવનના રોજબરોજના અનુભવોમાંથી મળતું હોય છે. આ બાબત રેંટનો દાખલો લઈને ગુરુજી વારુણિને સચોટ રીતે સમજાવે છે. પોતાનું કામ મન દઈને કરતાં, લોકોને માટે બુદ્ધિનો વિકાસ થવા સાથે આનંદનો અનુભવ પણ મળતો હોય છે.

હજારો વર્ષ પહેલાંની આ વાત છે. એ સમયે બાળકો આશ્રમમાં ભણવા જતાં. આશ્રમ ઘરની પાસે ન હોય. બાળક સાતેક વરસનો થાય, એટલે એને ઉપનયનસંસ્કાર કરાવવામાં આવતા. પછી એ બટુક કહેવાતો. એ દૂર આશ્રમમાં ભણવા જતો. આશ્રમમાં બારેક વર્ષ સુધી ભણવાનું રહેતું. ભણતર પૂરું થયા પછી જ ઘેર પાછા આવવાનું. દિવાળી કે ઉનાળાની રજાઓ ન હતી.

ગામથી દૂર વનમાં આશ્રમ હોય. ગુરુ અને વિદ્યાર્થી સાથે જ રહે. આશ્રમના જીવનમાં ખૂબ જ શિસ્ત રહેતી. ભણવાની સાથે દરેકને કામ પણ કરવાનું રહેતું. ગુરુજી જે કહે તે કામ. વહેલી સવારે ઊઠી, નાહી, ધોઈ સૌ ગુરુજી પાસે પહોંચી જતા. પ્રાર્થના, સંધ્યાવંદન થાય, એટલે ગુરુજી સૌને કામ વહેંચી દેતા. સવારનું કામ કરી સૌ ભણવા બેસતાં.

ભણવા બેસવાનું કોઈ ઘટાદાર વૃક્ષની છાયા નીચે. વડલો હોય કે આંબો હોય કે પીપળો હોય. એને ફરતે બટુકોએ જાતે બનાવેલ સરસ ઓટલો હોય. ગુરુજી ઓટલા પર બેસીને સૌને ભણાવે. સૌ ગુરુજીની વાતને ધ્યાનથી સાંભળે. મગજમાં ઉતારે. ન સમજાય, તો પ્રશ્ન પૂછે. ગુરુજી સૌના પ્રશ્નોના જવાબ આપે.

ભોજન પછી થોડોક વિરામ રહેતો. વળી પાછા સૌ પોતપોતાને સોંપેલ કામમાં લાગી જતાં. કામ પતાવી સાંજ પહેલાં આશ્રમમાં આવી નાહી, ધોઈ, સંધ્યાવંદન અને પ્રાર્થના થતાં. ગુરુજી પ્રાર્થના બાદ ઉપદેશ આપે, કથા-વાર્તા કહે. સૌ બટુકો ભોજન કરી સમયસર ઊંઘી જાય.

આશ્રમમાં વેદ-વેદાંગોનું અધ્યયન થતું. અશ્વવિદ્યા, શસ્ત્રવિદ્યા, આયુર્વેદ એવાં વિવિધ શાસ્ત્રોનું અધ્યયન થતું. આ આશ્રમના જીવનમાં માત્ર ભણવાનું જ નહિ, પણ સાથે ખૂબ કામ કરવાનું રહેતું.

આશ્રમમાં દરેક જણ કામ કરે. ગુરુજી પણ કામ કરે અને શિષ્યો પણ કામ કરે. જીવનમાં ઉપયોગી એવાં કામ શીખવવામાં આવતાં. કોઈ ખેતરમાં કામ કરે, કોઈ રસોડે કામ કરે, કોઈ વૃક્ષો ઉછેરવાનું કામ કરે; કોઈ દાભ કાપી લાવી એમાંથી આસન બનાવતાં શીખે. દાભ કાપવામાં કુશળ થવું પડતું. કાળજી ન રાખે, તો એ દાભ આંગળીઓમાં ચીરા પાડે. કોઈ પાંદડાંનાં પતરાળાં અને પડિયા બનાવે, કોઈ સૂતર કાંતે, કાપડ વણતાં શીખે, કૂવામાંથી પાણી કાઢતાં શીખે. કામ કરતાં-કરતાં વસ્તુઓની જાણકારી મળે અને કામમાં કુશળ પણ થવાય. એક કામ શીખી લેવાય, એટલે બીજું શીખવા મળે. આશ્રમજીવનનું સૂત્ર હતું : કામ કરતાં જાઓ અને કામ શીખતાં જાઓ.

વિશ્વામિત્ર મુનિનો આવો જ એક આશ્રમ હતો. વિશ્વામિત્ર મુનિ ખૂબ જ્ઞાની હતા. એમને ત્યાં શિષ્યો પણ તેજસ્વી આવતા. ત્યાં વારુણિ નામનો શિષ્ય હતો. ભણવામાં ખૂબ જ હોશિયાર. સવારે શિખવાડ્યું હોય તે સાંજ સુધીમાં તો એને યાદ રહી જતું. કારણકે આખો દિવસ એ મનમાં એનું જ રટણ અને વિચાર કર્યા કરતો. ગુરુજીને એ જાત-જાતના પ્રશ્નો પૂછતો. ગુરુજી એની શંકાઓનું નિરાકરણ કરતા. ગુરુજીને પણ એ ગમતો.

વારુણિને અધ્યયન ખૂબ ગમતું, પણ કામ કરવામાં એને મજા ન આવતી. કામ કરતી વખતે એ ભણવાના વિચાર કરતો. કામ બાજુએ રહી જતું. સાંજ પડે સૌ શિષ્યો કામ વ્યવસ્થિત પતાવી પાછા ફર્યા હોય, પણ વારુણિ મોડો જ પડે. એનું કામ પણ અધૂરું ને અવ્યવસ્થિત રહેતું. એને હવે કામ કરવાનો કંટાળો જ આવવા માંડ્યો હતો. એને થતું, ''હું અહીં ભણવા આવ્યો છું, વિદ્વાન થવા આવ્યો છું, મારે આવાં કામો શા માટે કરવાં જોઈએ ?'' ક્યારેક બીજા શિષ્યો આગળ તે આવું બોલી જતો. ગુરુજીને કાને આ વાત પહોંચી હતી, પણ તેઓ તક મળે તેની રાહ જોતા હતા.



એ દિવસે વારુણિને કૂવા પર રેંટ ચલાવવાનું કામ સોંપ્યું હતું. ગુરુજી પોતે અન્ય શિષ્યો સાથે ખેતરમાં કામ કરતા હતા. વારુણિના મનમાં સવારે ગુરુજીએ શીખવેલું ચાલ્યા કરતું હતું : ''યજ્ઞો વડે દેવોની આરાધના કરવી એ આપણો પહેલો ધર્મ છે...'' પછી ગુરુજીએ શું કહ્યું હતું ? આમ, વિચાર કરતાં-કરતાં વારુણિના હાથ-પગ ચાલતાં અટકી ગયા. રેંટ ફરતો બંધ થઈ ગયો. એના ઘડામાં પાણી આવતું બંધ થઈ ગયું. થાળામાં પાણી રેડાતું અટકી ગયું, ત્યાંથી ધોરિયામાં અને ધોરિયામાંથી ખેતરમાં જતું પાણી પણ બંધ થઈ ગયું. ખેતરના કામમાં વિલંબ થયો. બધાંને કારણની ખબર હતી. વારુણિને જે કામ સોંપાય તેમાં આવું જ થાય. ગુરુજીને થયું કે આ સારી તક છે. તેઓ ખેતરમાંથી કૂવા તરફ આવ્યા. એમણે જોયું કે વારુણિ રેંટ પર બેઠેલ છે, પણ રેંટ ચાલતો નથી. એનું ધ્યાન ક્યાંક બીજે જ છે.

ગુરુજીએ પૂછ્યું, ''વત્સ, આ રેંટ કેમ અટકી ગયો ? અને તું શેનો વિચાર કરે છે ?''

વારુણિ એકદમ ચોંકી ગયો. એણે ગુરુજીને વંદન કર્યા અને પોતાની સ્થિતિ છાવરવા માંડ્યો, ''એ તો... એ તો હું જરા તમે ભણાવેલ ઋચા યાદ કરતો હતો... એટલે... એટલે રેંટ જરા અટકી ગયો. જુઓ, આ ફરીથી ચાલ્યો.''

ગુરુજી બોલ્યા, ''રોકાઈ જા. આ રેંટ, કૂવા, થાળું બરાબર જોઈ લે. રેંટના ઘડા કેવી રીતે ગોઠવાયા છે ?''

''જોયા ગુરુદેવ.''

''એ ઘડા ઊંધા-ચત્તા થાય, તો શું થાય ?''

''કૂવામાંથી પાણી નીકળે નહિ, ગુરુજી.''

''આ રેંટ ઓછી મહેનતે કૂવામાંથી પાણી બહાર કાઢે છે. આ રેંટ, થાળું, ધોરિયો અને નીકની વ્યવસ્થા શોધી કાઢનાર વ્યક્તિ જ્ઞાની કે અજ્ઞાની ?'' ગુરુજીએ પૂછ્યું, ''જ્ઞાની જ કહેવાય, ગુરુદેવ !'' આ જ્ઞાન પોથીમાંથી નથી મળતું, ભણવાથી નથી આવતું. કામ કરતાં-કરતાં સૂઝે છે. કામ કરતાં-કરતાં જેણે બુદ્ધિ લડાવી અને રેંટ બનાવ્યો એ પણ જ્ઞાની જ છે. પોતે બુદ્ધિપૂર્વક કામ કર્યું. કુશળતા દાખવી અને બીજાઓને પણ મદદ કરી. જે કામથી જ્ઞાન વધે એ પણ વિદ્યા જ છે. એ પણ એક પ્રકારનો યજ્ઞ જ છે, વત્સ.''

''બસ ગુરુજી, આ યજ્ઞ એટલે શું, એનો જ હું વિચાર કરતો હતો. હવે મને સમજાયું.''

''હજુ ઘણું બાકી છે. સાંજે સંધ્યાવંદન વખતે એની વાત કરીશું.'' એમ કહી ગુરુજી ખેતર તરફ ચાલ્યા ગયા.

વારુણિના હાથ-પગ સાથે એનું મન પણ જોડાયું. એણે બમણા જોરે કામ કર્યું. હાથ-પગ જરા દુઃખતા હતા, પણ મનમાં ઘણો ઉત્સાહ હતો,

સાંજે ગુરુજીએ શરૂઆત કરી : ''તમને ખબર છે કે કૂવામાંથી રેંટ વડે પાણી થાળામાં ને પછી ધોરિયા થકી ખેતરમાં પહોંચે છે; પણ તમને ખબર છે કે કૂવામાં પાણી ક્યાંથી આવે છે ?''

બધા શિષ્યો એકબીજાની સામે જોતા હતા. ગુરુજીએ કહ્યું, ''સૂર્યનાં કિરણોથી પાણી ગરમ થાય, એમાંથી વરાળ બની વાદળાં બંધાય અને વરસાદ રૂપે એ પાણી પાછું સમુદ્રમાં જાય. પણ કેટલુંક પાણી જમીનમાં ઊતરી જાય છે, શોષાય છે. ધરતીના પેટાળમાં ઊંડે ઘણાં સરોવરો છે. એમાં એ પાણી ભરાય છે. એમાંથી ઘણી સરવાણી નીકળે છે. ભૂમિને ખોદતાં આવી સરવાણી હાથ લાગે અને કૂવો થાય.''

''જે પ્રજાપતિ ભગવાને પૃથ્વી બનાવી, એણે સમુદ્ર પણ બનાવ્યો અને એણે જ માણસને પણ ઘડ્યો. પૃથ્વી પરના દરેકને હવા, પાણી ને ખોરાક મળે એવી રચના કરી. એ પ્રજાપતિ ભગવાનનો યજ્ઞ કરવો, એટલે જ અન્ન પેદા કરવું, વૃક્ષો ઉછેરવાં અને જીવનમાં સગવડો ઊભી કરવી. દરેક જણ આ આખી વ્યવસ્થામાં પોતાનું કામ કરે એ યજ્ઞ જ કહેવાય.''

વારુણિએ કહ્યું, ''એટલે, ગુરુજી, સારું અને બુદ્ધિપૂર્વક કામ કરતાં શીખવું એ પણ વિદ્યા શીખવા બરાબર છે; એમ જ ને ?''

''હા વત્સ, એકલું ભણવું જીવનમાં કામ ન લાગે. જીવવા માટે જીવનને ઉપયોગી વિદ્યા પણ શીખવી પડે. એ કામ કરવાથી અને એ કામ મન અને બુદ્ધિપૂર્વક કરવાથી જ આવડે છે. કામ કરતાં-કરતાં ભણવું એ સાચી વિદ્યા છે.'' ગુરુજીએ સમાપન કર્યું.

### • ટિપ્પણ

*નોંધ : વિદ્યાર્થીઓએ જાતે શબ્દકોશનો ઉપયોગ કરવાનો હોવાથી અહીં ટિપ્પણમાં શબ્દોના અર્થ આપ્યા નથી.*

### • રૂઢિપ્રયોગ

**ગળે વાત ઊતરવી** વાત સમજાઈ જવી.

# 5. સેવામૂર્તિ : પરીક્ષિતલાલ મજમુદાર



**હરીશ મંગલમ્**

**જન્મ : 15-2-1952**

હરીશ જેઠાભાઈ મંગલમ્‌નો જન્મ મહેસાણા જિલ્લાના ફલુ ગામે થયો હતો. અધિક કલેક્ટર તરીકે સેવા આપી નિવૃત્ત થયા છે. તેમણે કવિતા નવલકથા, વાર્તાસંગ્રહ, વિવેચન, સંપાદન વગેરે ક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કર્યું છે. 'તિરાડ', 'ચોકી', 'અગનઝાળ' તેમની જાણીતી નવલકથાઓ છે. 'તલપ' એમનો વાર્તાસંગ્રહ છે. તેમણે મૂલ્યનિષ્ઠ અને જીવનઉપયોગી સાહિત્યનું સંપાદન પણ કર્યું છે. સાહિત્ય ક્ષેત્રે તેમનું નોંધપાત્ર પ્રદાન રહ્યું છે. સાહિત્યનાં વિવિધ પારિતોષિક મળ્યાં છે. ગુજરાત સરકાર તરફથી 'સંતશ્રી કબીર દલિતસાહિત્ય ઍવૉર્ડ' એનાયત થયો છે.

આ એકમમાં સેવામૂર્તિ અને અદના આદમી એવા પરીક્ષિતલાલ મજમુદારનું જીવનચરિત્ર રજૂ થયું છે. સમાજસેવા ક્ષેત્રે તેમણે આપેલા યોગદાનની વાત કરવામાં આવી છે.

સેવામૂર્તિ પરીક્ષિતલાલનો જન્મ 8-1-1901ના રોજ ભાવનગર જિલ્લાના પાલિતાણા ગામમાં થયો હતો. તેમના પિતા લલ્લુભાઈ દેશી રાજ્યમાં શિરસ્તેદાર હતા. તેઓ જ્ઞાતિએ કાયસ્થ બ્રાહ્મણ હતા. પરીક્ષિતલાલ નાના હતા, ત્યારથી જ તેમનામાં બીજાને મદદરૂપ થવાનો ગુણ વિકસ્યો હતો. પાલિતાણામાં પછાત વર્ગના લોકોને પોસ્ટ-ઑફિસમાંથી પોસ્ટકાર્ડ લાવી લખી આપતી. આ ગુણ એમણે મૃત્યુ સુધી જાળવી રાખ્યો. તેમની ઇચ્છા ભણીને ડૉક્ટર થવાની હતી. તેઓ હોશિયાર વિદ્યાર્થી હતા. મૅટ્રિકમાં સારા માર્ક્સ હતા જેથી મુંબઈમાં ગોકળદાસ તેજપાલ બોર્ડિંગમાં પ્રવેશ મળ્યો હતો. આ બોર્ડિંગમાં ફર્સ્ટક્લાસ વિદ્યાર્થીને જ પ્રવેશ મળતો.

તેમનું શરીર ગોરું, સ્વસ્થ અને સુડોળ હતું. ચહેરો હસમુખો હતો. દેખાવમાં આકર્ષક હતા. આ તેમનું બાહ્ય રૂપ હતું. અંતરનું રૂપ તો એનાથી પણ વધારે આકર્ષક હતું. કામ કરવાની નિષ્ઠા, શુદ્ધ ચારિત્ર્ય અને દૃઢ સંકલ્પથી એમનો અંતરનું રૂપ દીપી ઊઠતું હતું.

એ સમય ગાંધીજીની આઝાદીની ચળવળનો સમય હતો. આખા ભારતદેશમાં આઝાદીનાં આંદોલનોનો માહોલ હતો. ગાંધીબાપુની હાકલથી અંગ્રેજી શિક્ષણનો બહિષ્કાર કર્યો. અમદાવાદ આવ્યા અને દેશભક્તિથી પ્રેરાઈને ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાયા.

આસુદમલ  ગિદવાણી ગૂજરાત વિદ્યાપીઠના આચાર્ય હતા. ત્યાં આચાર્યશ્રી ગિદવાણીનું માર્ગદર્શન મળ્યું. અર્થશાસ્ત્ર વિષય સાથે સ્નાતક થયા. ભણતાં-ભણતાં વાડજ અને પાલડી પાસેના કોચરબ ગામના દલિતવાસમાં ગુજરાત વિદ્યાપીઠે શરૂ કરેલી રાત્રિશાળામાં અધ્યાપનકાર્ય શરૂ કર્યું. આશ્રમમાં રૂ પીંજી, પૂણી બનાવી, જે દસ-પંદર રૂપિયા કમાતા હતા, તેમાંથી પોતાનું ગુજરાન ચલાવતા હતા. આચાર્યશ્રી ગિદવાણીના ‘ટુમોરો’ નામના માસિકનું પ્રૂફ જોવામાં મદદ કરતા. રાત્રિવર્ગોના અધ્યાપનકાર્યને લીધે ‘દલિતજનસેવા’ જ તેમનું જીવનકાર્ય બની ગયું. લોકોના માનસ પર ધર્મની જડતાની જબરી પકડ હતી. જે કોઈ આ લોકોની સેવાનું કાર્ય કરતા, તેનો તિરસ્કારતા અને બહિષ્કાર કરતા. એવા કપરા સમયમાં પરીક્ષિતલાલ મજમુદારે સેવાને પોતાનો જીવનમંત્ર બનાવ્યો હતો. દલિતજનસેવાને પોતાનું શ્રેય અને પ્રેય સમજી મામાસાહેબ ફડકે પાસેથી સેવાની દીક્ષા લીધી. પૂ. મોટા, મામાસાહેબ ફડકે અને ઠક્કરબાપા સાથે ‘અંત્યજ સેવામંડળ’માં એમણે સહમંત્રી તરીકે કામ કર્યું.

પરીક્ષિતલાલ કર્મયોગી હતા. રાત-દિવસની પરવા કર્યા વગર સતત ગામડાં ખૂંદતા રહેતા. પ્રવાસેથી થાકીને આવ્યા હોય તોપણ બાળકોને નવડાવતા, કપડાંને સાબુ ઘસતાં શીખવતા, શાક સમારતા, ચોખાને મોણ દેતા અને ગીતો ગવડાવી આનંદ આપતા. બાળકોને માની મમતાથી જમાડતાં. આ એમનું મનગમતું કામ હતું.

‘હરિજન સેવકસંઘ’ના તેઓ સ્થાપક સભ્ય હતા. પછીથી તેના મંત્રી અને પ્રમુખ બન્યા હતા. તેમણે નવા છાત્રાવાસો અને રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરાવી હતી. તેમણે ગાંધીબાપુની અસ્પૃશ્યતાનિવારણની ઝુંબેશને આગળ ધપાવી હતી. લોકો દૂરદૂરથી એમને મળવા આવતા. તેમના પ્રશ્નોને એકચિત્તે શાંતિથી સાંભળતા હતા. તેઓ દલિત બાળકોનો શાળાપ્રવેશ, બસમાં બેસવા દેવા માટેનો સત્યાગ્રહ, મંદિરપ્રવેશ, શિક્ષિતોને ટકાવારી મુજબ નોકરીઓ અપાવવી વગેરે પ્રશ્નોમાં આઠે પહોર તડકો-છાંયડો જોયા વગર ને થાકની પરવા કર્યા વિના તન, મન અને ધનથી મદદ કરતા. જ્યાં એ લોકોને અન્યાય થતો, ત્યારે એમનું હૃદય દ્રવી ઊઠતું. આવી સેવાને લીધે પરીક્ષિતલાલ મજમુદારને સૌ કોઈ ઓળખતા હતા.

ઉનાળાના ધોમધખતા એક દિવસે ચાલતા જતા હતા. ખૂબ તરસ લાગી હતી. સુરત જિલ્લામાં સાર્વજનિક પરબેથી એમણે પ્યાલામાં પાણી પીધું. કોઈ અબુધે તેમને ગાલે તમાચો માર્યો. દવાખાનામાં સારવાર લેવી પડી. તેમ છતાં, તેમણે પેલા માણસના વિરુદ્ધમાં એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો. તે દિવસથી પરીક્ષિતલાલે જાણે આજીવન દલિતજનસેવાની દીક્ષા લીધી. ત્યાર પછી દલિતના વકીલ બનીને ગુજરાતમાં જ નહિ, પણ આખા ભારત-દેશમાંથી અસ્પૃશ્યતા દૂર કરવા ને સફાઈ-કામદારોના માથેથી નરકના ડબ્બા હટાવવા ભેખ લીધો.

પરીક્ષિતલાલે આઝાદીની ચળવળમાં અદના લડવૈયા તરીકે ‘નાગપુર ઝંડાસત્યાગ્રહ’ (1923), ‘સવિનય કાનૂનભંગ’ (1930) તથા ‘હિન્દછોડો આંદોલન’ (1942)માં સક્રિય ભાગ લીધો અને કારાવાસ ભોગવ્યો. એમની દલિતજનસેવા અને રાષ્ટ્રભક્તિ જોઈને ગાંધીબાપુએ કહ્યું હતું કે, ‘પરીક્ષિતલાલ માણસ નથી પણ દેવ છે... જો પરીક્ષિતલાલ જેવા થોડા સેવકો મને મળ્યા હોત, તો અસ્પૃશ્યતાની જડ ભારતમાંથી ઘણી વહેલી નીકળી જાત.’

એમના સમયમાં આખો આશ્રમ એક પરિવાર જેવો હતો. આશ્રમમાં સ્ત્રીઓ પ્રત્યે તેમનું હૃદય કરુણાસભર રહેતું. સૌને પિતા જેવો પ્રેમ આપતા. તેઓ બહેનોનાં આંસુ સહન કરી શકતા નહોતા. આશ્રમમાં તેમના વડીલપણા નીચે પૂ. બબુમાશી, પૂ. અમીનાબહેન, પૂ. આઈ (લક્ષ્મીબહેન ખરે), પૂ. વિમળાબેન પટેલ જેવી બહેનો હતી. ગમે તે વ્યક્તિ ગમે ત્યારે તેમની પાસે નિઃસંકોચ પહોંચી પોતાની મુશ્કેલી રજૂ કરી શકતી હતી. બહેનોના કિસ્સામાં લગીરેય શેહશરમ રાખ્યા વિના ગમે તેવી વ્યક્તિ પાસેથી ખુલાસો માગતા. દરેકને મદદ કરી સાચું માર્ગદર્શન આપતા. દીકરીઓ માટે તેમણે વિનયમંદિર અને અધ્યાપનમંદિરની સ્થાપના કરી. દીકરીઓ શિક્ષિત બની આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરે અને સ્વમાનથી જીવન જીવે, તેવું તેમનું ધ્યેય હતું. વિદ્યાર્થિની પી.ટી.સી. પાસ કરે કે તુરંત તેને નોકરી મળે તેવા નિષ્ઠાભર્યા, પ્રયત્નો કરતા. ચારે બાજુ એમની એવી છાપ હતી કે એક ફોન માત્રથી છોકરીઓને નોકરી મળી જતી. ગામડામાં કોઈ છોકરીઓને તકલીફ પડતી, તો તે પોતે ગામમાં પહોંચી જતા અને તકલીફ દૂર કરવા પ્રયત્ન કરતા.

પરીક્ષિતલાલે આજીવન સફાઈ-કામદારો અને દલિત લોકોની સેવામાં પોતાનું સમગ્ર જીવન સમર્પિત કર્યું હતું. આ અખંડ સેવાના વ્રતધારી આજીવન બ્રહ્મચારી રહ્યા. એમની મહામૂલી-સમાજસેવાની કદર રૂપે ભારત સરકારે ઈ. 1959માં તેમને ‘પદ્મશ્રી’નો ઇલકાબ આપ્યો હતો. આ સેવામૂર્તિએ 12મી સપ્ટેમ્બર, 1965ના રોજ આપણી વચ્ચેથી ચિરવિદાય લીધી, પરંતુ એમના જીવનકાર્યની સુવાસ આજે સર્વત્ર મહેંકી રહી છે.

**● ટિપ્પણ**

**સેવા મૂર્તિ** નિષ્કામભાવથી પારકાનું કામ કરનાર **શિરસ્તેદાર** અમલદારનો મુખ્ય કારકુન, શિરસ્તેદારનું કામ કે પદ **મૅટ્રિક** જૂના એસ.એસ.સી. અગિયારમા ધોરણ પછી બોર્ડની પરીક્ષા લેવાતી તે **બોર્ડિંગ** છાત્રાલય **બહિષ્કાર** અસ્વીકાર, ત્યાગ **સાર્વજનિક** સર્વલોકોનું **અબુધ** અણસમજુ **સુવાસ** સુગંધ **સર્વત્ર** બધી જગ્યાએ



